# કરાચીના ઇસમાઇલીઆ ખોજા જમાયતની કાઉન્સલના નવા અને સુધારેલા કાયદાની બુક.

# કરાચીના ઇસ્માઇલીઆ ખોજા જમાયતની કાઉન્સલના નવા અને સુધારેલા કાયદા.

આવૃતિ પહેલી.



## ભાગ ત્રીજો







કરાચી.
બંદર રોડ પર આવેલા "મનોહર" પ્રેસમાં
નરભેશંકર જગજીવન દવેએ છાપ્યા.



સને ૧૯૧૨.

# સુચના.

પહેલા ભાગના ૩૨ મા કાનુનને આધારે કાઉન્સીલે કેટલાક નવા ધારા કર્યા અને આગળ કરેલા કાનુનોમાં સુધારો કર્યો. ત્યાર પછી તે કાનુનો તા. ૧૬ મી જાનેવારી ૧૯૧૨ ના કરાચીમાં હીઝ હાઇનેસ સર આગા સુલતાન મહુમદશાહ, આગાખાન, જી. સી. એસ. આઇ., જી. સી. આઈ. ઇ., કે. સી. આઇ. ઇ., એલ એલ. ડી. વગેરે. આગળ મંજુરીને મ ટે રજુ કરવામાં આવ્યા અને તેજ દિવસે તે કાયદાને હીઝ હાઇનેસ મૌલાના હાજર ઇમામે ઘણી મહેરબાની પૂર્વક મંજુર કર્યા. આ કાયદાઓ ખોજા ઈસમાઈલીઆ જમાયતના સભાસદો સમક્ષ કરાચીમાં જુદા જુદા ત્રણ જમાયતખાનામાં વાંચી સંભળાવવામાં આવ્યા હતા. અને તેજ દિવસથી મૌલાના હાજર ઇમામના હુકમ સાથ તે કાયદા અમલમાં મુકાયા. અને હીજ હાઇનેસ મૌલાના હાજર ઈમામે ખોજા ઈસમાઇલીઆ કાઉનસીલના મેમ્બરોમાં સુધારો અને વધારો કરી નીચે પ્રમાણેના મેમ્બરોની નીમણુક કરી.

૧ અમરદારી ફકીરમામદ વલી–પ્રેસીડેન્ટ.
૨ વારસ ભસરીયા ફદુ.
૩ આલીજાંહ અલીદીના અલીમામદ.
૪ આલીજાંહ ગુલામહુસેન વારસ વલી.
૫ મુખી રહેમતુલા મુખી રમઝાન.
૬ કામડીઆ રહેમતુલા લુતફઅલી.
૭ મુખી મામદ લધા.
૮ કામડીઆ જાફર કામડીઆ સાજન.
૯ મુખી હુસેની મુખી અલારખીઆ.
૧૦ કામડીઆ હુધ શાલુ.
૧૧ અમરદારી મામુ મુખી અલારખીઆ.
૧૨ અમરદારી રામજી પેથાભાઈ.
૧૩ અમરદારી ભસરીઆ પીરૂ.
૧૪ અમરદારી મામદ શામજી.
૧૫ અમરદારી અલી કરીમ.
૧૬ અમરદારી રતુ થાવર.

# નવા અને સુધારેલા કાયદાઓ.



૧. ધી ખોજા પંજેભાઇ ઇસ્માઇલીઆ કાઉન્સીલને હવે પછી "ધી ખોજા ઇસ્માઇલીઆ કાઉન્સીલ" કહેવામાં આવશે.

નવો.

૨. દર રવીવારે સવારના ૧૦ વાગે જમાયતખાનામાં કાઉન્સીલની ચેમબરમાં સભા એકઠી મળશે. જ્યારે તેના સભાસદો એકઠા થઈ સવા દસ વાગે કામ શરૂ કરશે અને એક વાગે સભા બરખાસ્ત થશે. જો વધારે કામ નહિ હોય તો ઠરાવેલ વખતથી પહેલાં પણ બરખાસ્ત થશે.

કાનુન બુકના પહેલા ભાગના ૧ ને ૨ જા કાયદામાં કરેલ સુધારો.

આ કાઉન્સીલની બેઠકો બીજે કોઇપણ ઠેકાણે અને કોઇપણ વખતે જ્યારે જરૂર જણાશે ત્યારે વધુ મતે ઠરાવ્યા પ્રમાણે મળશે.

આ કાઉન્સીલની બેઠક માત્ર જમાયત ખાનામાંજ થશે. જો કોઈ પણ માણસ પોતાને ઘેર અથવા બીજે કોઈપણ ઠેકાણે મીટીંગ બોલાવશે તો તે બેઠક વખતે કરેલા ઠરાવો કાઉન્સીલ કબુલ રાખશે નહિ.

આ કાઉન્સીલની બેઠકો બીજે કોઇપણ ઠેકાણે અને કોઇપણ વખતે જ્યારે જરૂર જણાશે ત્યારે વધુ મતે ઠરાવ્યા પ્રમાણે મળશે.

૩. જો કોઈપણ સભાસદને કાંઇપણ દરખાસ્ત મુકવાની હોય તો તે દરખાસ્ત તેણે લખીતવાર મુકવી પણ મોઢેથી મુકવી નહિ.

નવો.

૪. જમાયતને લગતો પસાર કરેલો કોઈપણ ઠરાવ છ મહિના સુધી ફેરવી શકાશે નહિ. જો કોઈપણ સભાસદ તેમાં ફેર-ફાર કરવા સારૂ કાંઇપણ સૂચના છ મહિનાની અંદર કરે તો તેણે તે બાબત લખીત અરજી કરવી અને તે સંબંધી હીલચાલ હાજર રહેલા બે ત્રતીયાંશ સભાસદોથી જો નકી કરાય તોજ તે અમલમાં મુકાશે.

નવો.

કાનુન બુકના પહેલા ભાગના ૩૭મા કાયદામાં કરેલ સુધારો.

૫. મૌલાના હાજર ઇમામે તા. ૧૬ જાનેવારી ૧૯૧૨ ના દીવસે કરાચી ખાતે કરેલ ફરમાન મુજબ કાઉન્સીલના પ્રેસીડેન્ટના હોદ્દામાં દર બાર મહિને ફેરફાર કરવામાં આવશે.

કાનુન બુકના પહેલા ભાગના ૪૫મા કાયદામાં કરેલ સુધારો.

૬. ખુદા ન કરે અને કદાચ ઇસ્માઇલી મુરીદોમાં કોઇ સાધારણ ફોજદારી કેસ ઉભો થાય અથવા તો કોઇ સાધારણ તકરાર પડે તો તે કેસ કાઉન્સીલ આગળ રજુ કરે અને જેને તેનો ચુકાદો કરવાનો હક છે.

કાનુન બુકના પહેલા ભાગના ૫૫મા કાયદામાં કરેલ સુધારો.

૭. જો પ્રતિવાદી તેને બોલાવેલ વખતે કાઉન્સીલમાં હાજર ન થાય અથવા તો પોતાની ગેરહાજરી બાબત ખબર ન આપે તો તે કેસ કાઉન્સીલ પોતાની મરજી મુજબ મુલતવી રાખશે અથવા તો ચલાવશે અને જે ચુકાદો આપશે તે બંને પક્ષે કબુલ કરવો પડશે.

**સમન્સ મળ્યા પછી જો પ્રતિવાદી કાઉન્સીલમાં હાજર નહિ થાય તો તેની ગેરહાજરીને માટે તેને ગુનાગારીની શિક્ષા કરવાની કાઉન્સીલને સત્તા છે.**

૮. જો જરૂર જણાશે તો ફોજદારી કેસની ફર્યાદ ન્યાય કોર્ટમાં

નવો. કરવાની પરવાનગી કાઉન્સીલ ફર્યાદી પક્ષને આપી શકશે.

૯. દિવાની કાવા દાવામાંથી જો કોઇપણ પક્ષ વચ્ચે ફોજદારી કેસ

નવો. ઉભો થાય તો જ્યાં સુધી બેઉ પક્ષો કબુલ નહિ કરે ત્યાં સુધી કાઉન્સીલ તે કેસ હાથમાં લેશે નહિ.

કાનુન બુકના પહેલા ભાગના ૭૮મા કાયદામાં કરેલ સુધારો

૧૦. કાઉન્સીલના ચુકાદાની વિરૂદ્ધ કોઇપણ પક્ષકાર મૌલાના હાજર ઈમામ હિઝ હાઇનેસ સર આગાખાનને અપીલ કરવા ઈચ્છા રાખતો હોય તો આખા કેસની કાપી આપવા બદલ તેની પાસેથી રૂ. ૨૦) ની ફી લેવામાં આવશે ને તે બાબદની પહોંચ આપવામાં આવશે.

કાઉન્સીલના ચુકાદાની નકલ મળ્યા પછી ત્રણ મહિનાની અંદર કાઉન્સીલ સમક્ષ અપીલની કૉપી રજુ કરવી અને અસલ નકલ ઉપર સહી કરાવી લેવી. જો તે તેમ નહિ કરશે તો તેની અપીલ રદ ગણાશે.

૧૧. કાઉન્સીલે આપેલ ચુકાદાની નકલ પક્ષકારો જ્યારે માગશે ત્યારે આઠ આના ફી લીધા બાદ તેમને આપવામાં આવશે.

કાનુન બુકના પહેલા ભાગના ૭૯મા કાયદામાં કરેલ સુધારો.

જો કોઈપણ માણસને સાક્ષીઓ તથા પક્ષકારોની જુબાનીઓની કૉપી લેવાની ઈચ્છા થાય તો દર સો શબ્દની કૉપી કરવા માટે બે આના પ્રમાણે તેની પાસેથી પૈસા લઈ કૉપીઓ આપવામાં આવશે જેમાંના અરધા પૈસા સેક્રેટરીને આપવામાં આવશે.

૧૨. કાઉન્સીલે સજા કરેલ માણસ જો કાઉન્સીલ પાસે માફી વાસ્તે ખરા મનથી આજીજી કરે તો વધુ મતે તેને માફી આપવાનો કાઉન્સીલને હક છે. અથવા તો વધુ મતે શિક્ષામાં ઘટાડો કરવાનો પણ હક છે. પણ કાઉન્સીલે ફરમાવેલ ગુનાગારીમાં માફી અથવાતો તેમાં બિલકુલ ઘટાડો કરવા દેવામાં આવશે નહિ.

કાનુન બુકના પહેલા ભાગના ૮૮મા કાયદામાં કરેલ સુધારો.

૧૩. જો કોઇપણ માણસને કાઉન્સીલે જમાયતખાનામાં આવતો બંધ કર્યો હોય તો જમાયત ખાનામાંજ જમણ વખતે તેને ભાગ લેવા દેવામાં આવશે નહિ, પછી ગમે તો તે ખાણું હીઝ હાઇનેસની જન્મ ગાંઠને લીધે અપાતું હોય કે લગ્ન પ્રસંગને લીધે થતું હોય. તેમજ તેને શાહ તુરેલ કે પીર અમીરની દરગાઓમાં જવા દેવામાં આવશે નહિ.

નવો.

૧૪. જો કોઇપણ માબાપ પોતાની છોકરીની સગાઈ જમાયતખાનાના રજીસ્ટરમાં નોંધાવ્યા પછી કોઇ બીજા સાથે

નવો.

પરણાવી દે તો કાઉન્સીલને તેને નાત બહાર મુકવાની શિક્ષા કરવાની સત્તા છે. તેમજ જો પરણનાર કે જેની સગાઈ જમાયતના ચોપડામાં નોંધાઇ હોય તે જો કોઈ બીજી છોકરીને પરણે તો તે પણ ગુનેહગાર ઠરશે અને નાત બહાર મુકવાની શિક્ષાને પાત્ર થશે.

૧૫. જો બીજા દેશનો કોઇપણ ઇસ્માઇલી કરાચીમાં લગ્ન વાસ્તે નવો. આવે અને જો તે તે ઠેકાણાના મુખી, યાતો કામડીઆ અથવાતો અમલદાર પાસેથી સરકાર સાહેબના કોઇપણ જાતના દેવામાંથી મુક્ત છે એવું સરટીફીકેટ ન લાવ્યા હોય તો કાઉન્સીલને યોગ્ય લાગશે તેટલું ડિપોઝિટ યાતો જામીનગીરી તેની પાસેથી તે લેશે. ઉપર જણાવેલ અમલદારો પાસેથી એવું સરટીફીકેટ રજુ કરવાનો જે વખત આપવામાં આવે તે હીંદુસ્તાનની અંદર બે મહિનાનો ને આફ્રીકાની અંદરની કોઇ પણ જગ્યા માટે ચાર મહિનાનો ઠરાવેલ છે. જો આ પ્રમાણે તે સરટી-ફીકેટ રજુ ન કરે તો જામીન પાસેથી ડિપોઝીટ મુકેલ નાણું કાઉન્સીલ વસુલ કરશે અને તેની રસીટ તેને આપવામાં આવશે.

૧૬. સગાઈ, લગ્ન અને ફરી લગ્ન થતી વખતે કાઉન્સીલ વર અને કન્યા પોતાનો ઈમામી ઇસ્માઇલી ધર્મ કોઈપણ બદલશે નહિ તેની ખાત્રી સારૂ વર કન્યાની અથવા તેમના મા બાપોની સહીઓ લેશે કદાચ તે એમાંથી એકાદ પોતાનો ધર્મ બદલે તો નીચે લખેલ શરતો પ્રમાણે તેને ચાલવું પડશે.

કાનુન બુકના પહેલા ભાગના ૯૭મા કાયદામાં કરેલ સુધારો.

અ. સગાઇ પછી અને શાદી પહેલાં વર પોતાનો ધર્મ બદલે તો કન્યાને જે ઘરેણાં તથા લુગડાં જે વર તરફથી આપવામાં આવ્યાં હોય અને જેની નોંધ જમાયતમાં લેવાઈ હોય તે તેને પાછાં આપ્યા સિવાય લગ્નનો કરાર તુટી ગયેલ સમજવો.

બ. લગ્ન થયા પછી અથવા ફરી લગ્ન કર્યા પછી જો વર પોતાનો ધર્મ બદલે તો જે સઘળાં ઘરેણાં અને લુગડાં વરે કન્યાને

આપ્યાં હોય અને જેની નોંધ જમાયતમાં લેવાઇ હોય તે તમામ કન્યાની માલીકીનાં ગણાશે અને વરને છુટાછેડા કીધા ગણાશે.

ક. સગાઈ પછી અને શાદી પહેલાં કન્યા પોતાનો ધર્મ બદલે તો જે સઘળાં કપડાં અને ઘરેણા વર તરફથી તેને આપવામાં આવ્યાં હોય અને જેની નોંધ જમાયતમાં લેવાઈ હોય તે બધાં વરને પાછાં લેવાનો હક છે અને લગ્નનો કરાર તુટી ગયેલ ગણાશે.

ડ. લગ્ન અથવા ફરી લગ્ન થયા પછી કન્યા પોતાનો ધર્મ બદલે તો જે સઘળાં લુગડાં અને ઘરેણાં લગ્ન યા ફરી લગ્ન વખતે કન્યાને આપવામાં આવ્યાં હોય ને જેની નોંધ જમાયતમાં લેવામાં આવી હોય તે બધાં તેના ધણીને પાછાં લેવાનો હક છે. જમાયતના રિવાજ પ્રમાણે શાદીના કરારમાં બતાવેલ અમુક રકમ જેને મોહોર કહે છે તે ઉપર કન્યાનો હક રહેશે ને તે કન્યાને છુટાછેડા આપેલ ગણાશે.

કાનુન બુકના પહેલા ભાગના ૧૦૧મા કાયદામાં કરેલ સુધારો

૧૭. કરાચીમાં કોઇ આપણા જ્ઞાતી ભાઇની સગાઈ થઇ હોય અને કન્યા પુખ્ત ઉમરની થઈ હોય તો કન્યાના મા બાપ અને સગાં વહાલાંના કહેવાથી કાઉન્સીલે શાદીનું કામ ત્રણથી છ મહિનાની અંદર નિકાલ કરવા બાબતની નોટીસ વરને આપવી. નોટીસ આપવા છતાં શાદીનું કામ થાય નહિ અથવા પરણનાર માણસનો પત્તો મળતો ન હોય તો કાઉન્સીલે આવી સગાઈ તોડી નાંખવી અને છોકરીના માબાપ અથવા સગાં વહાલાંને કન્યા બીજા સાથે પરણાવવાની છુટ આપવી.

જમાયતના રજીસ્ટરમાં જે માણસની સગાઈ નોંધવામાં આવી હોય અને કન્યાનાં મા બાપ તરફથી છોકરીનાં લગ્ન કરવામાં નકામી ઢીલ કરે છે એવી જો કાઉન્સીલને વર તરફથી અરજી કરવામાં આવે તે બાબત કાઉન્સીલ તપાસ કરશે

અને જો છોકરી ઉમર લાયક થઈ હશે અને તેનાં મા બાપ તેનાં લગ્ન સંબંધી અગુઘટતાં કારણ જણાવશે તો કાઉન્સીલ તેને યોગ્ય લાગે તેવાં પગલાં ભરી યોગ્ય વખત આપી લગ્ન કરાવી આપશે.

૧૮. ધણી અને ધણીઆણી વચ્ચે કોઇ ગંભીર તકરાર થાય અને તેઓની જુદા પડવાની ઇચ્છા હોય તો આ બાબત તેમની વચ્ચે સમજુત કરાવી આપવાની કાઉન્સીલની ફરજ છે. છુટાછેડા ન અપાય તો ઘણું સારૂં અને આજ કારણથી કાઉન્સીલે તેઓને સલાહ સંપથી સમજુતી કરાવી આપવામાં પોતાથી બનતું કરવું. છતાં પણ કાઉન્સીલને એમ લાગે કે તે ધણી ધણીઆણી સંપીને રહી શકવાં મુશ્કેલ છે અને ધણી પોતાની બૈરીને છુટાછેડા આપવા માગતો હોય તો કાઉન્સીલે વધુ મતે તે બાઈના નિર્વાહ વાસ્તે અમુક રકમ મુકરર કરાવી આપવી. આ રકમ જો ધણી આપવા ના પાડે તો ધણીને યોગ્ય સજા કરી તેની બૈરીને તે રકમ કાઉન્સીલે અપાવવી. હવે બૈરી તે રકમ લેવા ઇન્કાર કરે તો તે રકમ ધણી પાસેથી લઇ તેને છુટો કરવો અને તે રકમ કાઉન્સીલમાં ડિપાઝીટ તરીકે રાખવી. એવીજ રીતે જો બૈરી પોતે છુટાછેડા માગે અને જણાવેલાં કારણો કાઉન્સીલને ખરાં લાગે તો કાઉન્સીલે તે બાઇને મોહોર પગાર અથવા ડિપાઝીટ આપ્યા સીવાય અથવા જેમ કાઉન્સીલને યોગ્ય લાગે તેમ તેને છુટી કરવી.

કાનુન બુકના પહેલા ભાગના ૧૦૨ કાયદામાં કરેલ સુધારો.

જ્યાં સુધી કાઉન્સીલ ધણી ધણીઆણીને છુટા છેડાની મંજુરી નહિ આપે ત્યાં સુધી તે ખરી ગણાશે નહિ. ઘરેણાં તથા લુગડાં સંબંધી ફેસલો કરવાની સત્તા કાઉન્સીલને છે અને તેનો આપેલ ચુકાદો બંને પક્ષને કબુલ કરવો પડશે.

૧૯. મીયાંશાહના કબરસ્તાનમાં કોઇપણ માણસ પાકી કબર ચણાવવા ઇચ્છા રાખતો હોય તો તેને તેમ કરવાની રજા રૂ. ૨૫ ભરવાથી કાઉન્સીલ તેને આપશે.

કાનુન બુકના પહેલા ભાગના ૧૧૫મા કાયદામાં કરેલ સુધારો.

કબરને ફરતી નામવાલી કે નામ વગરની કાચી પથરની દિવાલ કરવા માટે રૂ. ૨૦ અને પાંચ વરસની અંદરના બચ્ચાંઓની કબરને ફરતી દિવાલના રૂ. ૧૦ લેઈ તેને તેમ કરવા દેવામાં આવશે.

૨૦. કોઈપણ ઇસ્માઈલીએ ઇસ્ના—અશરી ધર્મને લગતી ધર્મની ક્રિયાઓ કરવી નહિ તેમ ઇસ્માઈલી ધર્મથી અથવા તો ચાલુ રીતથી ઉલટી ક્રિયાઓ કરવી નહિ. જે કોઇ માણુસ આ કાયદાનો ભંગ કરશે તેને કાઉન્સીલ નાત બહાર મુકવા સુધીની સજા કરશે.

કાનુન બુકના પહેલા ભાગના ૧૩૦ મા કાયદામાં કરેલ સુધારો.

૨૧. કાઉન્સીલ અથવા તેનો કોઇપણુ સભાસદ કોઇપણુ ઇસ્માઈલીઆ મુરીદને અશ્ના—અશરીના શોકમાં; લગ્નના ખાણામાં ભાગ લેતો જુએ તો તે સંબંધી કાઉન્સીલ સમક્ષ મોઢેમોઢ ફર્યાદ કરવાની સત્તા તેને આપવામાં આવે છે. જો તે માણુસ ગુનેહગાર માલુમ પડશે તો તેને નાત બહાર મુકવા સુધીની સજા કરવામાં આવશે.

નવો.

૨૨. હિઝ હાઇનેસ મૌલાના હાઝર ઇમામની કરાચીની મુલાકાત વખતે કાઉન્સીલ જે પ્રોગ્રામ વધુમતે બહાર પાડશે તે પ્રમાણે દરેક મુરીદે ચાલવું પડશે. આ હુકમનો અનાદર કરનારને કાઉન્સીલ સજા કરશે.

કાનુન બુકના પહેલા ભાગના ૧૩૫ મા કાયદામાં કરેલ સુધારો.

સરકાર મૌલાના હાઝર ઇમામની જન્મ ગાંઠને પ્રસંગે કાઉન્સીલ જે પ્રોગ્રામ બહાર પાડશે તે પ્રમાણે બધા ઈસ્માઈલી મુરીદોએ ચાલવું પડશે.

૨૩. જો કોઇપણુ માણુસ ઉપર કાઉન્સીલે ગુનેગારીની રકમ બાંધી હોય તો તે ગુનેગારીની રકમ ૧૫ દિવસની અંદર તેની પાસેથી વસુલ કરવામાં આવશે. કદાચ તે માણુસ અપીલ કરવા ધારતો હોય તો પણુ તે રકમ તેણે ટાઈમસર ભરી દેવી અને તે ડિપાઝીટ રાખવામાં આવશે. ગુનેગારીની રકમ મુકરર કરેલા વખતની અંદર કોઇ ખાસ

કાનુન બુકના પહેલા ભાગના ૧૪૭ મા કાયદામાં કરેલ સુધારો.

કારણુથી ભરવામાં ન આવે તો કાનુન ૧૫૫ તેને લાગુ કરવામાં આવશે. અને કાઉન્સીલ તેને કોઈપણુ સજા કરવાને સત્તાવાળી છે.

ગુનેગારીની રકમ કીસ્તતોર નહિ પણુ એક સામટી વસુલ કરવામાં આવશે. પણુ જો યોગ્ય જણુાય તો એક મહિના સુધીની મુદત તે ગુનેગારીની રકમ ભરવા સારૂ કાઉન્સીલ વધારી શકશે.

કાનુન બુકના પહેલા ભાગના ૧૫૦ મા કાયદામાં કરેલ સુધારો.

૨૪. જમાયતખાનામાં વપરાતાં વાસણો અને બાંકડાએ કોઇ માણુસ પોતાને ઘેર વાપરવા વાસ્તે લઇ જવા માગતો હોય તો નીચે પ્રમાણે તેની પાસેથી ભાડું લેવામાં આવશે.

પહેલી રાતે એક બાંક દીઠ અરધો આનો અને ત્યાર પછીની રાત દીઠ પા આનો.

એક મોટા ત્રાંબાના થાલાનો દરરોજનો પા આનો.

૧ મોટા તાંબાના દેગડાનો ૦I રૂપીયો.

દરરોજ ચાઈના ૧ ડઝન રકાબી પ્યાલાનો એક આનો.

દરરોજ કાચના ડઝન ગ્લાસનો એક આનો.

૨૫ સુધી થાળા સાથે ઉપરની ચીજોનો ઉપયોગ કરનાર પાસેથી રૂ. ૫) અને ૨૫ કરતાં વધારે થાળા વાપરનાર પાસેથી રૂ. ૧૦) ડિપોઝિટ લેવામાં આવશે. જે હાલતમાં ચીજો લઇ જવામાં આવી હોય તેવીજ હાલતમાં ચીજો પાછી સોંપવી ને જ્યાં સુધી ચીજો પાછી સોંપવામાં નહિ આવે ત્યાં સુધી ભાડું ચાલુ રહેશે.

નવો.

૨૫. જો કોઇ માણુસને ધર્મનું પુસ્તક છપાવવા અથવા બહાર પાડવાની ઇચ્છા થાય તો કાઉન્સીલની રજા સિવાય તે તેમ કરી શકશે નહિ.

નવો.

૨૬. કોઇ કારણુસર કોઈપણુ ભગતની માયના અટકાવવાને કાઉન્સીલને સત્તા છે. તેવીજ રીતે તેને પાછી માયના કાઢવાની રજા આપવાની પણુ કાઉન્સીલને સત્તા છે.

૨૭. નવો. કોઇ પણ કાનુનનો તરજુમો (મતલબ) વધુ મતે થાય તે કબુલ કરવામાં આવશે.

૨૮. નવો. જમાયત સંબંધી ખાસ જરૂરી બાબતનો કાઉન્સીલના મેમ્બરોને ખાસ સરક્યુલર ફેરવીને નિકાલ કરવાની પ્રેસીડેન્ટને સત્તા છે.

૨૯. નવો. સરકાર મૌલાના હાજર ઇમામના ૧૯૧૨ જાનેવારીની તા. ૧૬ તથા ૧૭ મી એ ફરમાવેલ હુકમને અનુસરીને ટંડો મહુમદખાન અને લસબેલાની કાઉન્સીલોના આપેલા ચુકાદા વિરૂદ્ધની અપીલ સાંભળવાને કરાચીની કાઉન્સીલને સત્તા છે.

૩૦. નવો. કામડીઆ હુશેની ઇસ્માઇલ હમેશ મુજબ જમાયતના સરકાર સાહેબના વરસંદી લેખા માટે દર બે વરસે કરાચીમાં આવશે.

૩૧. નવો. ધી શાહ તુરેલ, ટંડો મહમદખાન, સાકરો અને લસબેલાની કાઉન્સીલો તેઓનો માસિક સરકાર સાહેબની કારસાજી દરેક સિંધી મહિનાની ૧૦ થી ૧૨ તારીખની વચ્ચે કરાચીની ચીફ જમાયતના વારસ, મુખી અને કામડીઆ તરફ મુંબઇના મૌલાના હાઝર ઇમામના હઝુર-પૂર-નૂરને મોકલવા માટે મોકલી આપશે.

૩૨. નવો. કરાચીની કાઉન્સીલ સરકાર સાહેબીની આવક તથા ખરચનો હિસાબ મૌલાના હાજર ઇમામના હઝુર પુર નુરમાં દર ૬ ૬ મહીને મોકલી આપવો.

૩૩. કાનુન બુકના બીજા ભાગના ૩૧મા કાયદામાં કરેલ સુધારો. પંજેભાઈની દરેક મંડળીનું જાગરણ રાતના ૧૧ વાગ્યા સુધી રાખવું પણ પંજેભાઇની ચાંદરાતની મંડળીની બેઠક ઉનાળામાં રાતના ૧૧થી ૧ વાગ્યા સુધી અને શિયાળામાં ૧૦ થી રાતના ૧૨ વાગ્યા સુધી રાખવામાં આવશે. હમેશના રિવાજ મુજબ મધ્ય રાત્રીના પંજેભાઇઓએ મીજલસ રાતના ૧ વાગ્યાથી ભરવી.

કોઈ પણ માણસ મીજલસ ભરવાની ઇચ્છા રાખતો હોય તો તેણે તે પ્રમાણે વારસ, મુખી અને કામડીઆની પરવાનગી લઈ કરવું.

૩૪. જમાયતખાનાઓમાં તીજોરી હોય તે ઠેકાણે તમામ પૈસા નવો. બધી મંડળીઓના, પુરૂષો તેમજ સ્ત્રીઓના અને મોટાં કામોની મંડળીઓના વધારાના પૈસાની રકમો તેમાં રાખવામાં આવશે. આ પ્રમાણે તીજોરીમાં સલામતી માટે મુકાયલા પૈસાની રકમોનો હિસાબ દરેક જુદી જુદી મંડળીઓના ફરતા કારવતાથી (અમલદારોથી) રાખવામાં આવશે. આવા અનામત મુકાયલા પૈસા સરકારી તીજોરીમાંથી ત્યારેજ માત્ર પાછા કાઢી શકાય કે જ્યારે તે પૈસા મૌલાના હાઝર ઇમામના હજુર-પુર-નુર આગળ રાખવાના હોય.

